ગુજરાત આનામાળા સિરીઝ ૧૨ મી.

ધાર્મિક-નવલકથા.

# રાજા સન્તનું.

પ્રયોજક અને પ્રકાશક-

ગોર, અંબાલાલ છગનલાલ ઝવેરા.

વડાગામ-( મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૭.



અમદાવાદ,
ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું. ઠે૦ પાંચકુવા.

કિંમત: ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદદ ગૃહસ્થો–હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. [illegible] જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ [illegible] તે આપ સુજ્ઞની ફરજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓ[illegible] અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દૃષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞબંધુઓ આપ ગ્રાહક થઇ–અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૭.
મકરસંક્રાન્તી
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
વડાગામ–( મહીકાંઠા )

# રાજા સન્તનું.



આ વાત પૂર્વકાળની છે. કે રાજા સંતનુંનું રથ ઉપર ચહડતાં કેમ અશક્ત થઇ ગયા તેની આ વાત છે કે રાજા સન્તનુંનું ચરિત્ર સર્વ પાપોનો નાશ કરવાવાળું છે. રાજા સંતનું નૃસિંહ અવતારના મોટા ભક્ત હતા. અને તે નારદ મુનીના કહેલા વિધાન પ્રમાણેજ શ્રી માધવની પુંજા કરતા હતા. એક દિવસ તેઓની નૃસિંહ દેવની પુંજામાં ભૂલ થઈ તે દિવસે રાજા સંન્તનું દેવતાઓના આપેલા ઉત્તમ રથમાં બેસી શક્યા નહી. અને એક ક્ષણ માત્રમાં તેઓ શકિત ખોઇ બેઠા. અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. કે આ એકાએક મારી રથપર પણ ચહડવાની શકિત કેમ ગુમ થઇ. આ દુઃખની ચીંતા રાજા કરતા હતા એટલામાં નારદજી આવ્યા. અને નારદ મુનીએ પૂછ્યું કે રાજાજી ઉદાસીન અને દુઃખી કેમ છો ! એટલે સંન્તનું બોલ્યો. કે હે નારદજી મારી ગતી ભંગ થવાનું કારણ મને ખબર નથી. આનું શું કારણ? જયારે નારદજીએ આવું સાંભળ્યુ. ત્યારે ધ્યાન ધરી અને સર્વ કારણ જાણ્યું અને પછી નારદજી કહેવા લાગ્યા. હે રાજા તારી નૃસિંહજીની પુંજા કરવામાં ભૂલ થઇ ગઇ છે. એનાથી રથ ઉપર ચહડવાની તહારી ગતી જતી રહી છે. હે રાજન્ આ વિષયનું કારણ કહું તે સાંભળો.

કે હે રાજન્ ! પૂર્વકાળમાં ઘણોજ બુદ્ધિમાન રવિ નામનો એક માળી હતો. તેણે એક બાગ બનાવ્યો. તેમાં પુષ્પોને માટે

વિવિધ પ્રકારનાં ઝાડ રોપ્યાં. અને તેમાં મલ્લીકા, માલતી, જાઇ, જુઇ, ચંપો ગુલાબ વિગેરે જાત જાતનાં ઘણાંજ વૃક્ષો રોપ્યાં. અહીં સર્વે બાજુએ ત્હેણે મજબુત કોટ બનાવ્યો. કે જેથી કોઇ પણ અંદર પ્રવેશ કરી શકે નહી. અને ત્યાં પોતાને માટે ન્હાનો બગીચો અને અંદર ઘર પણ બનાવ્યું. પહેલાં તેના ઘરમાં થઇનેજ બગીચામાં જવાય એવો દુર્ઘટ રસ્તો બનાવ્યો હતો. અને બીજે કયાંઇ પણ માર્ગ નહોતો. એવા પ્રકારે બગીચામાં રહેતા તે બુદ્ધિમાન માળીનું વન ફાલ્યું. અને તે સર્વ પુષ્પોની સુગંધથી સર્વ દિશાઓમાં સુગંધી પ્રસરી રહી. અને તે પોતાની સ્રીને સાથે લઇ જઇને તેમાંથી દરરોજ પુષ્પો તોડી તોડીને નરસિંહજીને માટે માળા બનાવતો. અને તે જઈને પ્રેમથી નરસિંહજીને ચઢાવતો. અને તેમાંની ઘણીએક માળાઓ બ્રાહ્મણોને આપી દેતો. અને તેમાંની કેટલીએક વેચીને પોતાની જીવિકા ચલાવતો. અને તેમાંથી પોતાની સ્રી–પુત્રાદિકોનું પણ તે પુરૂ કરતો. પરન્તુ સ્વર્ગમાંથી ઈન્દ્રનો પુત્ર રથપર ચઢીને આવતો. અને સાથે ઘણીજ અપ્સરાઓને પણ લાવતો. અને પુષ્પો તોડીને લઇ જતો. અને તે સુગંધીની ઇચ્છાથી શોધી ખોળીને સર્વ પુષ્પો લઈ જતો. જેમ દિવસે દિવસે ફુલ ઓછાં થતાં ગયાં તેમ માળીને પણ ચીંતા થઇ. કે આ બગીચામાં જવાને બીજું કોઇ પણ દ્વાર તો નથી. અને દિવાલ એની એટલી ઉંચી છે કે તેને ઓળંગીને પણ કોઇ આવી શકે નહી. અને આ સર્વ પુષ્પો લઇ જવાની શકિત હું મનુષ્યોની તો જોતો નથી. પછી હું આની રિક્ષા કેવી રીતે કરૂં ? અને આ શી વાત છે ! કે હું જાણતો ! એમ વિચાર કરીને તે બુદ્ધિમાન માળી રાત્રે જાગતો

બેસી રહ્યો. તેટલામાં એક પુરૂષ આવ્યો અને સર્વ પુષ્પો તોડી લઇ ચાલ્યો ગયો. એમ જાણી તે માળી બગીચામાં ઘણોજ શોચ કરવા લાગ્યો. સુઇ ગયો અને સ્વપ્નમાં એણે નરસિંહજીને જોયા. અને તેમણે કહ્યું કે હે માળી તું મ્હારૂં સ્નાન કરેલું પાણી આ પુષ્પો ઉપર છાંટી દે. અને રસ્તાઓની ચારે બાજુએ પણ છંટકાવ કર એ સિવાય એ દુષ્ટ ઇન્દ્ર પુત્રનું નિવારણ કોઇ રીતે થઇ શકશે નહિ. શ્રી હરિનું વચન સાંભળી અને જાણીને સ્નાન કરેલું પાણી લાવીને શ્રી નરસિંહજીએ સ્વપ્નમાં કહ્યું હતું તેમજ કર્યું. ઈન્દ્રનો પુત્ર જેમ દરરોજ આવતો હતો તેમ ગુપ્ત રથ ઉપર ચ્હડીને આવ્યો અને રથમાંથી ઉતરીને પુષ્પો તોડતો તોડતો ત્યાં આવ્યો. અને તે વખતે નૃસિંહજીના જળને ઓળંગી ગયો. પછી પુષ્પો લઇને રથ ઉપર ચઢવા જતા હતો કે રથપર ચઢવાને શક્તિહિન્ન થઇ ગયો. કેવી રીતે ચઢે ! પછી સારથીએ કહ્યું કે બસ હવે ત્હમે રથ ઉપર ચઢી શકશો નહિ કેમકે તમોએ નરસિંહજીના પ્રસાદનું ઉલ્લંઘન કર્યું છે માટે તમો રથપર ચઢવાને યોગ્ય નથી. હું સ્વર્ગમાં જાઉં છું ને ત્હમો હવે પૃથ્વિ ઉપરજ રહો, ન ચઢો. જ્યારે તેણે એમ કહ્યું ત્યારે ઈન્દ્રનો પુત્ર સારથીને બોલ્યો કે હવે શો ઉપાય કરવાથી આ પાપ મુક્ત થવાય ? તે મને કહો અને પછી તમો સ્વર્ગમાં ભલે ચાલ્યા જાઓ. આ સાંભળીને સારથી બોલ્યો કેઃ—

કુરૂક્ષેત્રમાં જ્યાં પરશુરામજી યજ્ઞ કરે છે ત્યાં બાર વરસ સુધી સર્વ બ્રાહ્મણોની એંઠી પત્રાવળી કાહાડી નાખો અને બાર વરસ સુધી આશ્રમ સાફસુફ રાખો તોજ તમો પાપમુક્ત થઇ જશો. એટલુંજ કહીને સારથી તો દેવલોકમાં ચાલ્યો ગયો ને

ઇન્દ્રનો પુત્ર કુરૂક્ષેત્રમાં ગયો. અને ત્યાં બ્રાહ્મણોનું ઉચ્છિષ્ટ સાફ-સુફ કરવા લાગ્યો. જ્યારે બાર વર્ષ પુરાં થઈ ગયાં ત્યારે બ્રાહ્મણો શંકાશીલ થઈને પૂછવા લાગ્યા કે હે મહાભાગ ત્હમે કોણ છો ? ને નિત્ય હમારૂ ઉચ્છિષ્ટ વાળો છો–ને ગાયોનું વાશીદુ વાળી આશ્રમ સાફ કરો છો ? ને તમો અહીં ભોજન પણ કરતા નથી. આ વિષયમાં અમને ઘણીજ શંકા ઉત્પન્ન થઇ છે જ્યારે આવા પ્રકારે બ્રાહ્મણોએ કહ્યું ત્યારે યથાક્રત સર્વ વૃતાન્ત કહીને ઇન્દ્રનો પુત્ર રથ પર ચઢીને સ્વર્ગમાં ચાલ્યો ગયો.

એથી હે રાજન્ ત્હમે પણ પરશુરામજીના આશ્રમ કુરૂક્ષેત્રમાં જાઓ. અને બાર વરસ સુધી બ્રાહ્મણોનાં વાસણ માંજો. કેમકે સર્વ પાપોને હરવાવાળા બ્રાહ્મણો સિવાય કોઇ નથી અને એમ કરશો ત્યારે રથ ઉપર ચઢવાની શકિત આવશે. હે રાજન્ જ્યારે તમો–આ પ્રાયશ્ચિત્ કરશો ત્યારેજ ગતિ થશે. એ પછી બાર વરસ સુધી નારદજીના કહેવા પ્રમાણે બ્રાહ્મણોની સેવા કરી ત્યારે રાજા રથ ઉપર ચઢી શક્યો. માટે દેવતાઓ અને બ્રાહ્મણોનું અપમાન કરવાનો દોષ એવો છે. ઇતિ શિવમ્

## સમાપ્ત.

# શ્રી પરશુરામ.

---

પરશુરામ નામે શ્રીહરિનો અવતાર છે. જેમણે ઘણાજ ક્ષત્રીઓનો નાશ કરેલો હતો. પૂર્વકાળમાં ક્ષીર સમુદ્રના તીર ઉપર જઇ દેવતાઓ અને રૂષિઓએ શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી તો શ્રી હરિ આવીને જમદગ્નિ મુનિના પુત્ર થયા. તે પરશુરામના નામથી પ્રસિદ્ધ છે અને તેઓ સર્વ લોકોમાં વિખ્યાત છે. તેઓ દુષ્ટોને દંડ આપવાને માટે પૃથિવ ઉપર અવતર્યા હતા. પૂર્વકાળમાં કૃત વિર્યનો પુત્ર ઘણો શ્રીમાન્ કાર્તવિર્ય નામે મહારાજા થયો. તે દત્તાત્રેયજીની આરાધના કરીને ચક્રવર્ત્તિ મહારાજા ધીરાજ થયો, અને જયારે તે જમદગ્નિજીના આશ્રમ ઉપર ગયો ત્યારે તેને ચતુરંગીણી સેનાસહીત જોઇને રાજાઓમાં ઉત્તમ એવા કાર્ત્તવિર્યને મહાત્મા જમદગ્નિ બોલ્યા. હે મહારાજ તમો મારા અતિથી છો. માટે તમારી સેનાને અહીં ઉતારો—અમારાં આપેલાં વનફળ—મુળ—આદીક ભોજન કરીને ચાલ્યા જાઓ. મુનિનાં વચન ગૌરવથી ત્યાં સેના ઉતારી—મહાનુભાવ રાજાએ પોતે ત્યાં મુકામ કર્યો. રાજાનો આતિથ્ય સત્કાર કરવા માટે મુનીએ પોતાની ગાયને દોહી તેમાંથી વિવિધ પ્રકારના હાથીઓ અને ઘોડાઓને રહેવાને વિચિત્ર ગૃહ—તોરણાદિક નિકળ્યાં અને રાજાઓને યોગ્ય—ઘણાંજ સુંદર વનો—પુષ્પવાટિકાઓ વિગેરે નિકળ્યાં. અને મોટા મોટા મહેલ, ઘણાં ઘર, વિગેરે સર્વે રાજય યોગ્ય સામગ્રી નીકળી. એ સર્વ પદાર્થોને દોહીને મુનીરાજ રાજાને બોલ્યા—

હે રાજન્ ત્હમારે રહેવાને માટે ઘર બનાવ્યું છે તેમાં પ્રવેશ કરો અને તમારા સર્વથી શ્રેષ્ટ મંત્રીઓ વિગેરેને પણ આ ગૃહોમ. રહેવાને કહો હાથી, ઘોડા વિગેરે આ શાળાઓમાં બાંધો અને બીજા ભાઇઓએ આ ન્હાના ન્હાના ઘરોમાં રહેવું એમ કહો. એમ જ્યારે મુનીએ કહ્યું ત્યારે સર્વથી શ્રેષ્ટ મકાન હતું તેમાં રાજાએ પ્રવેશ કર્યો. અને બીજા લોક બીજા બીજા ઘરોમાં ઉતર્યા. ત્યારે ફેર મુની રાજાને બોલ્યા કે હે રાજન્ ત્હમારે સ્નાન કરાવવાને મેં આ સર્વ સ્ત્રિઓ ઉત્પન્ન કરી છે. ત્યાં જઇને હે રાજન્ ત્હમે સારી રીતે સ્નાન કરો. જેમ કે સ્વર્ગમાં પણ ઇન્દ્ર ગીત નૃત્યાદીક સહીત સ્નાન કરે છે. તેમ રાજાએ પણ ગીત નૃત્ય અને મધુર વાજાઓ સહીત સ્નાનનો પ્રારંભ કરી દીધો.

હજારો દાસદાસીઓ—અપ્સરાઓ—હાજર થઇ ગઇ અને રાજાને સુગંધીત—પદાર્થો વડે સ્નાન કરાવ્યું—સ્નાન કરતાં કરતાં રાજાને એક કલાક થઇ ગયો. એ પછી રાજાને નવાં રેશમી વસ્ત્રો આપ્યાં તે પંહેરી રાજા ઉભો છે. ત્યાં ગાંધર્વો યક્ષ કીન્નરો વિગેરેએ મધુર સરોદથી ગાયન કર્યાં, મંગળ પુષ્પોની વૃષ્ટિ થઇ. અપ્સરાઓ ગાનતાન કરવા લાગી. ઘણાજ પરિશ્રમથી રાજા એ દશા પામ્યો. અંદર ગયો, ત્યાં સુવર્ણનો બાજઠ તૈયાર હતો. તે ઉપર રાજાએ આસન લીધું. ઘી દહીં—દુધ—સાકર—મધ વિગેરે પંચામૃતથી દેવનું આવાહન કર્યું, એટલામાંજ ગંગાજળની ભરેલી ઝારી લઇ એક સેવક હાજર થઇ ગયો. રાજાએ પુછ્યું. અહીં ગંગાજળ ક્યાંથી! સેવકે કહ્યું, કે મહારાજા આ રૂષિ આશ્રમમાં આપ અતિથી માટે સર્વ ચીજો તૈયાર છે. એ પછી રાજાએ ગંગાજળથી દેવસેવા કરી. એમ એક પ્રહર રાજાને દેવસેવા કરતાં થયો. પછી એક

દાસીએ સુવર્ણની મ્હોરોથી ભરેલું એક પાત્ર રાજાના હાથમાં મૂક્યું. રાજાએ પૂછ્યું. અહો રૂષિ આશ્રમમાં સુવર્ણ મહોરો અને આટલી રીદ્ધિસિદ્ધિ ક્યાંથી ? દાસીએ કહ્યું–મહારાજા આપ અતિથી છો માટે ગુરૂજીએ દેવસેવા કર્યા પછી આ એક એક સુવર્ણમહોર બહાર ગરીબ ગરબાંને આપી દેવા કહ્યું છે અને તે અતિથીનું દ્રવ્યથી અત્રે પરમાર્થ કરવાને ગુરૂજીની મનાઇ છે. એ પછી રાજાએ દેવસેવા કર્યા પછી–બહાર ઉભેલાં તમામ ગરીબોને એક એક સુવર્ણમહોર આપી. ગરીબોએ રાજાને આશીર્વાદ આપ્યો. એ પછી ભાતભાતનાં ભોજનો તૈયાર થઈ ગયાં અને એક સેવકે, રાજાને પહેરવા રેશમી અંબર આપ્યું. તે પહેરી રાજા ભોજનગૃહમાં ગયો. જ્યારે રાજા સ્નાન કરી ચુકયો હતો ત્યારે મુનીએ રાજાને ઘણાંજ ઉત્તમ બે વસ્ત્રો આપ્યાં. એકને પહેર્યું બીજાને હાથ રૂમાલ બનાવીને રાજાએ સંધ્યા તર્પણ આદીક કર્યું, અને રાજાએ વિષ્ણુજીની પુંજા પણ કરી એ પછી મુનીજીએ ન્હાના પ્રકારનાં અતિ ઉત્તમ ન્હાના પ્રકારના સ્વાદિષ્ટ પદાર્થો રાજાની આગળ મૂકયા રાજાએ તેમજ તેના કુટુંબીઓ પ્રધાનવર્ગ સર્વેં યથેચ્છ ભોજન કર્યું એટલામાં સુર્ય અસ્તાચળમાં પહોંચ્યો અને રાત્રે મુનીના બનાવેલા શયનગૃહમાં ગયો ત્યાં રાજાએ નૃત ગીત વાદીઓ વિગેરે ઘણું જોયું, અને રાજા ઉંઘી ગયો. જ્યારે સ્હવાર થયું ત્યારે સર્વ સ્વપ્ન તુલ્ય થઇ ગયું. અને ફક્ત ત્યાં જમીનજ રહી ગઇ. તે જોઇને રાજાને ઘણી ચીંતા થઇ. તેણે પોતાના પુરોહીતને પૂછ્યું કેઃ–આ તે મુનીના તપની શક્તિ છે ? કે ધેનુ (ગાય)ની શક્તિ છે ? જ્યારે કાર્તવિર્યે પોતાના પુરોહિતને એમ પૂછ્યું ત્યારે પૂરોહિત બોલ્યો કે—મહારાજા !

મુનિનું પણ એવું સામર્થ છે પરંતુ ખરૂ સામર્થ્ય પેલી ધેનુ (ગાય)નું છે. તોપણ રાજાજી જો જો કે એ ગાય લઇ લેશો નહિ. અને એ ધેનુને જે લેવાની ઇચ્છા કરશે તેનો અવશ્ય નાશ થઇ જવાનો. આ વાત સાંભળીને સર્વથી શ્રેષ્ટ મંત્રીને રાજા બોલ્યો કેઃ—બ્રાહ્મણ—બ્રાહ્મણનુંજ સારૂ ચ્હાય છે. એથી એ બ્રાહ્મણ પણ પોતાના પક્ષનું પાલન કરવાના કાર્યથી રાજ્યનું સારૂ ચ્હાતો નથી. હે રાજન્ કાલથી તે હમણા સુધી તમારી પાસે ન્હાના પ્રકારની સામગ્રી સહીત જે ગ્રહો હતા અને જે સુવર્ણનાં સર્વે પાત્રો હતાં. અને શયન કરવાને જે ન્હાના પ્રકારના ગાદી તકીયા હતા. અને અહીંયાં જે જે સ્ત્રીઓ નૃત્ય કરતી હતી. તે સર્વે આ ધેનુમાં લીન થઇ ગયલાં છે. અને એવું અમોએ જોયું છે. તેથી આ ઉત્તમ ધેનુ આપ આપને ત્યાં લઇ ચાલો. કેમકે હે રાજેન્દ્ર એ ત્હમારેજ યોગ્ય છે. જો ઇચ્છા હોય તો અમો મુનીને ત્યાં જઇને લાવીએ ફક્ત આપનીજ આજ્ઞાની જરૂર છે. જ્યારે મંત્રીએ રાજાને એવું કહ્યું:—ત્યારે રાજાએ કહ્યું. ઠીક ગાય (ધેનુ)ને લઇ આવો અને મંત્રીએ ત્યાં જઇને ગાયનું હરણ કરવાનો આરંભ કરી લીધો. જમદગ્નિજીએ તે મંત્રીને રોકયો. ત્યારે ત્હેણે કહ્યું કે હે બ્રહ્મન્ એ ધેનુ રાજાનેજ યોગ્ય છે. એથી રાજાને આપી દો. તમે તો શાક ફરારો આહાર કરો છો ધેનુનું ત્હમારે શું પ્રયોજન છે ? એટલું કહી બળથી ધેનુને પકડી મંત્રીએ લેવાનો વિચાર કર્યો. ત્યારે મુની અને મુનીની સ્ત્રીએ રાજાને રોકયો. ત્યારે તે દુષ્ટ મંત્રીએ મુનીને મારીને તે બ્રહ્મઘાતીએ ધેનુને લઇ જવાનો વિચાર કર્યો. એટલામાં ધેનુ પવન થઇને સ્વર્ગમાં ચાલી ગઇ, અને તે લોભી રાજા પોતાની મહીષ્મતી નગરીમાં ચાલ્યો ગયો અને અહીં મુનીની સ્ત્રિ ઘણાજ દુઃખથી પિડીત થઇને વારે વારે રૂદન કરતી છાતી માથાં કુટવા લાગી. એ સાંભળીને વનમાં

પુષ્પાદિક લેવા ફરશુરામજી ગયેલા તે ત્યાં આવ્યા અને ક્રોધીત થઇ પોતાની માતાને બોલ્યા કે હે માતા ? હવે છાતી કુટવાની કંઇ જરૂર નથી. મેં તે બધુ કારણ જાણી લીધુ છે, એથી એ દુષ્ટ મંત્રીવાળા કાર્ત્તવિર્યને મારી નાખીશ. જેમકે તમોએ એકવીસવાર છાતી ફૂટી છે. તેમ હું એકવીસવાર પૃથ્વિપરના સર્વે ક્ષત્રીય રાજાઓને મારી નાખીશ. આ પ્રકારે પ્રતિજ્ઞા કરીને ફરશી લઇને પરશુરામજી માહિષ્મતિ નગરીમાં ગયા, અને પહોંચતાંજ રાજા કાર્ત્તવિર્યને બોલાવ્યો. તે એકવીસ અક્ષોહિણી સેના લઇને યુદ્ધ કરવાને માટે આવ્યો, તેનું અને પરશુરામજીનું વૈર પૂર્ણ થયું. આ યુદ્ધ માંસ ભક્ષણ કરવાવાળાને અતિ આનંદયુક્ત જણાયું. અને ત્યાં ન્હાના પ્રકારનાં શાસ્ત્રાસ્ત્રોની ગચાપચી ચાલી, ત્યારે ફરશુરામજીએ મહાબળ પરાક્રમ ધારણ કર્યું. કેમકે તેઓ તો પરમ્ જ્યોતિ–વિષ્ણુ હતા. તે માત્ર કારણને લઇનેજ મનુષ્ય જન્મ ધારણ કર્યો હતો. એથી અનેક ક્ષત્રિઓ સહીત કાર્તવિર્યની સેના મારી અને જમીનદોસ્ત કરી નાખી પરમ અદ્ભુત પરાક્રમવાળા પરશુરામજીએ કાર્ત્તવિર્યના બાહુ ઘણીજ રીસથી કાપી નાખ્યા અને બંન્ને હાથ કપાઇ જવા પછી ભાર્ગવજીએ તેનું શીર કાપી નાખ્યું. વિષ્ણુજીના હાથથી મરણ થતાં તે ચક્રવર્તિ રાજા દિવ્યરૂપ ધારણ કરીને દિવ્ય વિમાનપર ચઢીને વિષ્ણુ લોકમાં ગયો અને તે મહાબલી મહાપરાક્રમી પરશુરામજીએ ક્રોધથી એકવીસવાર સુધી પૃથ્વિપરના સર્વે રાજાઓને મારી નાખ્યા. અને ક્ષત્રિઓનો વધ કરીને ભૂમીનો ભાર ઉતાર્યો, અને તે સર્વ પૃથ્વિ મહાત્મા કશ્યપજીને આપી દીધી. એ પરશુરામજીના અવતારની કથા આપણે કહી.—ઇતિ શિવમ્. ( નૃસિંહ પુરાણ. )

સમાપ્ત.

# મધુ—કૈટભ.

સાંભળો કે સવ પાપોનો નાશ કરવાવાળી આ કથા છે. કે જે સર્વ અવતારોમાં મત્સનો અવતાર ધારણ કરીને બ્રહ્માજીને વેદ પાછા લાવી આપ્યા અને તે મહાત્માએ મધુ-કૈટભ બંન્ને રાક્ષસોનો વધ કર્યો. જેમકે વિષ્ણુજીએ કુર્માવતાર ધારણ કરીને મંદરાચળને ઉપાડયો અને જે મહાત્માએ વરાહ અવતારથી પૃથ્વિનો ઉદ્ધાર કર્યો. તેમણે મહા બળવાન દિતિના પુત્ર હિરણ્ય-કશ્યપુને મારીને દેવોનો ઉદ્ધાર કર્યો, જેમણે વામન અવતાર ધારણ કરીને બળીનો અહંકાર ઉતાર્યો હતો. અને ઇંદ્રને ત્રણે લોકોનો સ્વામિ બનાવ્યો હતો. જેમણે શ્રી રામચંદ્રજીનો અવતાર લઇને રાવણને માર્યો હતો. ને દેવતાઓના શત્રુ રાક્ષસોને માર્યા હતા. જેમણે પરશુરામ અવતાર લઇને સર્વ ક્ષત્રિઓને માર્યા હતા. શ્રી કૃષ્ણનો અવતાર લઇને કંસ આદિક દૈત્યોનો સંહાર કર્યો હતો. કળીયુગમાં જેમ નારાયણજીએ બુદ્ધાવતાર લીધો તેમજ કલ્કી અવતાર લઇને મ્લેછોને મારશે. આ કલીયુગનો અવતાર જયારે કલી સમાપ્ત થશે ત્યારે થશે. એ ત્હેમના સર્વે અવતારોનું ચરિત્ર છે. સૃષ્ટિ થઈ તે અગાઉ પુરૂષોત્તમ શ્રી નારાયણ ભગવાન અનન્ત નાગના શરીર ઉપર શય્યા કરીને સુઈ ગયા હતા. પછી સુતાં સુતાં કાનોમાંથી પરસેવાનાં બે બુંદ પાણીમાં ગયાં એનાથી મધુ અને કૈટભ એ બે મહા પરાક્રમી દૈત્યો ઉત્પન્ન થયા. પછી શયન કરતાં શ્રી અચ્યુત ભગવાનની

નાભીથી એક કમળ ઉત્પન્ન થયું. તેમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા, તેઓને વિષ્ણુજીએ કહ્યું કેઃ—

હે મહામતે ત્હમો પ્રજા બનાવો, ત્યારે કમળથી ઉત્પન્ન થયલા બ્રહ્માજીએ શ્રી વિષ્ણુને હા કહી, વેદ શાસ્ત્રો વિગેરે લઇને બ્રહ્માજી પ્રજા બનાવવામાં ઉદ્યત થઇ ગયા. ત્યારે મધુ-કૈટભ એ બંન્ને અસુરો ત્યાં આવ્યા ત્યારે વેદ અને શાસ્ત્રોનો સાર વિજ્ઞાન જે બ્રહ્માજી પાસે હતું, તે એક ક્ષણ ભરમાં બ્રહ્માજી પાસે લઈને અને ઘણાજ અહંકારથી તે બંન્ને અસુરો જળમાં નાશી ગયા. ત્યારે એક ક્ષણ માત્રમાં બ્રહ્માજી જ્ઞાનહિન થઇ ગયા, અને દુઃખી થઇને ચિંતા કરવા લાગ્યા કે હવે હું કેવી રીતે પ્રજાઓને બનાવીશ, અને શ્રી વિષ્ણુ ભગવાને કહ્યું હતું કે પ્રજાઓને બનાવો હવે જ્ઞાનહીન થઈ જવાથી હું કેવી રીતે પ્રજા ઉત્પન્ન કરૂં. અરે ઘણુ મોટું દુઃખ આવી પડયું. આમ ચિંતા કરીને લોકના પિતામહ બ્રહ્માજીએ ઘણાજ યત્નથી દુઃખી થતાં વેદો-શાસ્ત્રોનું સ્મરણ કર્યું. પરંતુ તેઓને કંઇ મલ્યું નહિ. ત્યારે ઉદાસીન થઇને તેઓએ દેવેશ દેવ પુરૂષોત્તમ વિષ્ણુજીની સ્તુતિ એકાગ્ર મનથી શાસ્ત્રદ્વારા કરવાનો આરંભ કરી દીધો.

પછી બ્રહ્માજીની એવા પ્રકારની સ્તુતિ સાંભળીને દેવેશ દેવ શ્રી ભગવાન બ્રહ્માજીને બોલ્યા કે ત્હમને હું ઉત્તમ જ્ઞાન આપીશ એમ કહીને શ્રી વિષ્ણુ ભગવાન ચિંતા કરવા લાગ્યા. કે કેવી રીતે તેઓને નિર્િત વિજ્ઞાન પાછું અપાવવું. પછી જનાર્દનજીએ જાણ્યું કે આ સર્વે મધુ, કૈટભનું કામ છે એથી ત્હેમણે ઘણા યોજનોમાં ફેલાયલું લાંબુ જ્ઞાનમય મત્સનુ રૂપ ધારણ કર્યું ને

તરત જળમાં પ્રવેશ કરીને શ્રીહરિ. પાતાળમાં પહોંચી ગયા અને ત્યાં મધુ અને કૈટભ બન્નેને જોયા. તે બંન્નેને અત્યંત મોહીત કરીને તે વેદ જ્ઞાન પાછા લાવીને બ્રહ્માજીને આપ્યા. એ વખતે મુનીઓ તથા બ્રહ્માજીએ મધુસુદનજીની બહુ સ્તુતિ કરી અને મત્સનું રૂપ છોડીને જગતના હિતને કારણ શ્રીહરિ પાછા શયન કરવા ગયા. જયારે તેઓનું વેદ શાસ્ત્રરૂપ જ્ઞાન શ્રી ભગવાન હરી લાવ્યા ત્યારે એ બંન્ને મધુ અને કૈટભ જાગ્યા અને આવીને જોયું તો દેવ દેવેશ શ્રી વિષ્ણુ ભગવાન્ સુઇ ગયા હતા, તેમને જોઇને એ બંન્ને પોતપોતાને કહેવા લાગ્યા કે આ ધુર્ત્ત પુરૂષ છે, અને આપણ બંન્નેને પોતાની માયામાં મોહીત કરીને વેદ શાસ્ત્રો ત્યાંથી ચોરી લાવ્યો છે, અને બ્રહ્માને આપી દીધા. અને પાછો એ ધુર્ત્ત સાધુની પેઠે સુઇ ગયો છે. એમ કહીને મહાઘોર તે મધુ કૈટભ બંન્નેએ સુઇ ગયેલા શ્રી વિષ્ણુ ભગવાનને જગાડ્યા, અને બોલ્યા કે, હે મહામતે અમો બંન્ને તમારી આગળ યુદ્ધ કરવાને માટે આવ્યા છીએ. એથી અમારા બંન્નેની સાથે યુદ્ધ કરો. તો આ વખતે ઉઠીને યુદ્ધ કરો. જયારે શ્રી હરિને તે બંન્નેએ એમ કહ્યું ત્યારે શ્રી ભગવાને ઠીક છે એમ કહીને પોતાનું શારંગ નામનું ધનુષ્ય ચઢાવ્યું, અને તેની પ્રત્યંચાના શબ્દથી તથા શંખના શબ્દથી માધવજીએ આકાશની સર્વે દિશાઓ ગજાવી મુકી અને એ બંન્ને મહાવિર્ય પરાક્રમવાળા મધુ-કૈટભે પણ પોતપોતાની પ્રત્યંચાઓનો શબ્દ કર્યો. અને એ બંન્ને શ્રી હરિની સાથે મહા ઘોર યુદ્ધ કરવા લાગ્યા જગતના પતિ શ્રી વિષ્ણુ ભગવાન પણ એ બંન્નેની સાથે લીલાપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. જયાં સુધી એ ત્રણેનું શસ્ત્રો છોડતાં બરાબર યુદ્ધ થયું.

ત્યારે શ્રી હરિએ પોતાની સારંગ નામની ચાંપ ચ્હડાવી અને સર્પાકાર બાણોથી એ બંન્નેના તિલ તિલ માત્ર ટુકડા કરી નાખ્યા, એવા પ્રકારે એ બંન્ને મધુ અને કૈટભની સાથે શ્રી હરિએ ઘણા દિવસ યુદ્ધ કર્યું. અને સારંગથી છુટેલા બાણોદ્વારા શ્રી વિષ્ણુએ એ બંન્નેને મારી નાખ્યા. એ બન્નેની ચર્બીથી વિષ્ણુ ભગવાને આ પૃથ્વિ બનાવી તેથી આ પૃથ્વિનું મેદીની એવું નામ પણ પડયું, અને એવીજ રીતે શ્રીકૃષ્ણના પ્રસાદથી બ્રહ્માએ પાછા વેદ મેળવ્યા અને પ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કરી, અને શ્રી હરિની બનાવેલી મેદની (પૃથ્વિ) ઉપર ઠેર ઠેર પ્રજા વિચરવા લાગી. બ્રહ્માજીએ ચંદ્રમા સુરજ દેવ-દાનવ ગાંધર્વો વિગેરે ઉત્પન્ન કરી સ્વર્ગને પણ દીપાવ્યું. ઇતિ શિવમ્.

